પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ – ૯૨૬

# ઑસ્ટ્રેલિયા

રમણલાલ ચી. શાહ



રૂ. ૬.૦૦

# જ્ઞાનની પરબનાં ચાળીસ વર્ષ

વીસમી સદીની સહુથી મહત્ત્વની અને નોંધપાત્ર ઘટના એટલે જ્ઞાન અને માહિતીના ક્ષેત્રે અભૂતપૂર્વ વિકાસ. વિકસતા જગત સાથે કદમ મેળવવા માટે, સમયની સાથે રહેવા માટે આપણે ઘણુંબધું વાંચવું પડે, ઘણુંબધું જાણવું પડે. આ વાત આપણે સમજીએ છીએ. પણ એ માટેનો સમય ક્યાં છે ? સમય કદાચ હોય તોપણ રસના વિષયને સરળ અને રસપ્રદ શૈલીમાં સમજાવે તેવાં સાધનો ક્યાં છે ? પરિચય પુસ્તિકા આવાં સાધનોમાંનું એક મદદરૂપ થાય તેવું આધારભૂત પ્રકાશન છે. પરિચય પુસ્તિકાઓમાં જ્ઞાન-વિજ્ઞાનનાં અનેક ક્ષેત્રોની જાણવા જેવી પાયાની માહિતી તારવીને તે તે વિષયના નિષ્ણાતો દ્વારા સરળ ભાષામાં રજૂ કરવામાં આવે છે.

સામાન્ય જ્ઞાનની સ્પર્ધા હોય કે ક્વિઝનો કાર્યક્રમ, વક્તૃત્વની હરીફાઈ હોય કે કોઈ ચોક્કસ વિષયની પાયાની માહિતીની જરૂર પડે ત્યારે પરિચય પુસ્તિકાઓ એક ઉપયોગી સાધન બની રહે છે. આજ સુધીમાં પ્રગટ થયેલી ૯૨૯ પરિચય પુસ્તિકાઓમાં વાચક શોધતો હોય તેવી કોઈ ને કોઈ માહિતી એને મળી રહે તેવી પૂરી શક્યતા છે. દર વર્ષે પ્રગટ થતી ૨૪ પુસ્તિકાઓ શાળા-કૉલેજના વિદ્યાર્થીઓ, શિક્ષકો તેમ જ નવું નવું જાણવા ઉત્સુક તમામ નાગરિકોની જિજ્ઞાસા સંતોષતી જ્ઞાનની પરબ તરીકે ગુજરાતી સમાજે આવકારી છે.

પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ

આદ્ય સંપાદકો :
વાડીલાલ ડગલી
યશવંત દોશી

# ઑસ્ટ્રેલિયા

રમણલાલ ચી. શાહ




સંપાદક : ચન્દ્રકાન્ત શાહ

પરિચય ટ્રસ્ટ, મુંબઈ

Shah. Ramanlal C.
Australia : Countries
Parichay Trust, Mumbai
2000

પ્રથમ આવૃત્તિ : ૧૯૯૭
બીજી આવૃત્તિ : ૨૦૦૦



મુદ્રક :
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૩૮૦ ૦૧૪

પ્રકાશક :
પરિચય ટ્રસ્ટ
મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ,
નેતાજી સુભાષ રોડ, ચર્નીરોડ, મુંબઈ-૪૦૦ ૦૦૨
ટેલિફોન : ૨૮૧૪૦૫૯

મુખ્ય વિક્રેતા :
નવજીવન ટ્રસ્ટ, પો. નવજીવન, અમદાવાદ-૩૮૦ ૦૧૪
ટેલિફોન : ૭૫૪૦૬૩૫

શાખા :
૧૩૦, શામળદાસ ગાંધી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૨
ટેલિફોન : ૨૦૧૯૭૫૬

રૂ. ૬.૦૦

# ઑસ્ટ્રેલિયા

ઈ. સ. ૧૯૭૭ના ડિસેમ્બરમાં ઑસ્ટ્રેલિયાના સિડની શહેરમાં પી.ઈ.એન.ની આંતરરાષ્ટ્રીય કૉંગ્રેસમાં ભાગ લેવાનું થયું તે વખતે ઑસ્ટ્રેલિયાનાં ઘણાં બધાં સ્થળોનો પ્રવાસ કરવાનો સુંદર અવસર મને સાંપડ્યો હતો. વળી, ૧૯૯૯ના સપ્ટેમ્બરમાં બીજી વાર પ્રવાસની એવી તક સાંપડી હતી. એટલે ઑસ્ટ્રેલિયા વિશે મને હંમેશાં વધુ રસ રહ્યા કર્યો છે. દુનિયાના બીજા દેશો કરતાં ઑસ્ટ્રેલિયાની એક જુદી જ છાપ રસિક પ્રવાસીઓના ચિત્ત પર પડે છે. અત્યંત વિશાળ પ્રદેશ, પાંખી વસતિ, બારે માસ સરસ આબોહવા, સમૃદ્ધ જીવન, પૂર્વ તથા પશ્ચિમની સંસ્કૃતિનો સમન્વય, શિક્ષણની ઊંચી ટકાવારી, લોકોનો મિલનસાર સ્વભાવ ઈત્યાદિને કારણે દુનિયાના લગભગ સવાસો જેટલા દેશોમાં ઑસ્ટ્રેલિયાનું સ્થાન પહેલા પંદરમાં આવે છે.

ઑસ્ટ્રેલિયા એટલે ટાપુ-ખંડ (આઈલૅન્ડ કૉન્ટિનન્ટ). ખંડ તરીકે તે દુનિયાનો નાનામાં નાનો ખંડ છે અને ટાપુ તરીકે તે દુનિયાનો મોટામાં મોટો ટાપુ છે. આ ટાપુનો સમુદ્રકિનારો બીજા નાનામોટા એના ટાપુઓ સહિત આશરે છત્રીસ હજાર કિલોમિટર જેટલો છે. એશિયા, યુરોપ, આફ્રિકા અને અમેરિકા – એ ચારે ખંડમાં, પ્રત્યેકમાં ઘણા બધા દેશો છે. ઑસ્ટ્રેલિયા પોતે એક જ દેશ છે. એ રીતે ઑસ્ટ્રેલિયા એક ખંડ-એક દેશ(વન કૉન્ટિનન્ટ – વન નેશન)ની વિશિષ્ટતા પણ ધરાવે છે. એની ઉત્તરે આવેલા મહાસાગરના છીછરા પાણીમાં પરવાળાના ખડકોની લાંબી હારમાળા (ધ ગ્રેટ બેરિયર રીફ) દુનિયાની એક

અજાયબી જેવી ગણાય છે. એ જોવા માટે જ પ્રવાસીઓ ખાસ આવતા હોય છે. ભૌગોલિક દૃષ્ટિએ ઑસ્ટ્રેલિયાની ગણના દુનિયાના છઠ્ઠા વિશાળ દેશ તરીકે થાય છે. તે પૂર્વથી પશ્ચિમ છેડા સુધી આશરે ચાર હજાર કિલોમિટર જેટલો લાંબો અને ઉત્તરથી દક્ષિણ છેડા સુધી આશરે ત્રણ હજાર બસો કિલોમિટર જેટલો પહોળો છે. ઑસ્ટ્રેલિયાનું ક્ષેત્રફળ આશરે ૭૬,૮૨,૩૦૦ ચોરસ કિલોમિટર જેટલું છે. ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ ઑસ્ટ્રેલિયાની ધરતીનું સપાટ સ્તર બહુ પ્રાચીન મનાય છે. કાંગારુ, પ્લેટિપસ જેવાં પ્રાગૈતિહાસિક કાળનાં પ્રાણીઓ ઑસ્ટ્રેલિયામાં જોવા મળે છે. ઑસ્ટ્રેલિયા ભારત કરતાં લગભગ ત્રણગણો મોટો દેશ હોવા છતાં એની વસતિ બે કરોડ જેટલી પણ નથી. લોકો મુખ્યત્વે સમુદ્રકિનારાનાં છસાત મોટાં શહેરોમાં વસેલા છે. ઑસ્ટ્રેલિયાના મધ્ય ભાગમાં તો મોટાં મોટાં રણનો નિર્જન પ્રદેશ છે. ઑસ્ટ્રેલિયાની નદીઓ પ્રમાણમાં નાની અને છીછરી છે એટલે ત્યાં જલમાર્ગનો ખાસ વિકાસ થયો નથી.

સાંસ્કૃતિક દૃષ્ટિએ વિચારીએ તો ઑસ્ટ્રેલિયાની ગણના દુનિયાના અર્વાચીન દેશોમાં થઈ શકે. ઑસ્ટ્રેલિયાનો ઇતિહાસ અઢી સૈકા જેટલો જૂનો પણ નથી. ઑસ્ટ્રેલિયાનો હાલનો વસવાટ એટલે વિદેશીઓનો વસવાટ.

## ઑસ્ટ્રેલિયાની શોધ

ઑસ્ટ્રેલિયાની શોધનો ઇતિહાસ રસિક છે. ઈસવીસનના પંદરમા સૈકામાં યુરોપ કે એશિયાના લોકોને ખબર નહોતી કે પેસિફિક મહાસાગરમાં આ મોટો ટાપુ આવેલો છે. ત્યારે ઇંગ્લેન્ડ, હોલેન્ડ, બેલ્જિયમ, ફ્રાન્સ, સ્પેન, પોર્ટુગલ વગેરે દેશના દરિયાખેડુઓએ આફ્રિકા ખંડને શોધ્યા પછી એશિયાના દેશો તરફ આગળ વધવા લાગ્યા

હતા. તેઓએ એશિયાના કિનારે કિનારે જેટલી શોધ કરી હતી તેટલી મહાસાગરની મધ્યમાં કરી નહોતી. પંદરમા-સોળમા સૈકામાં તેઓ હિન્દુસ્તાન તરફ આવવા વધુ ઉત્સુક હતા, કારણ કે હિન્દુસ્તાનની એક સમૃદ્ધ દેશ તરીકે ત્યારે ગણના થતી હતી. એ યુગમાં દરિયાખેડુઓ પાસેથી અહેવાલ મેળવીને ભૂગોળશાસ્ત્રીઓ દુનિયાના પોતે તૈયાર કરેલા નકશામાં નવા નવા પ્રદેશો ઉમેરતા જતા હતા. ત્યારે તેઓ એવા અનુમાન પર આવ્યા હતા કે પૃથ્વીના ઉત્તર ગોળાર્ધમાં જમીનનો જે વિસ્તાર છે એને સમતોલ રાખવા માટે પૅસિફિક મહાસાગરમાં કોઈ મોટો ભૂખંડ હોવો જોઈએ.

ઑસ્ટ્રેલિયાની શોધ કરનાર તરીકે કે ત્યાં પહોંચનાર તરીકે નહીં, પણ એ દિશામાં જનાર તરીકે યુરોપના પ્રવાસીઓમાં સૌ પ્રથમ માર્કો પોલોને યાદ કરવામાં આવે છે. તેરમા સૈકામાં એ ઠેઠ ચીન સુધી જમીનમાર્ગે પહોંચ્યો હતો અને પાછા ફરતાં એણે પોતાની પ્રવાસપોથીમાં નોંધ્યું હતું કે, સુમાત્રાની દક્ષિણે આવેલા મહાસાગરમાં વિશાળ ટાપુ હોવાની શક્યતા જણાય છે. પંદરમા સૈકા સુધીમાં સ્પેન અને પોર્ટુગલના શોધ-સફરીઓ દરિયાઈ માર્ગે એશિયાના કિનારે આગળ વધતા વધતા ઠેઠ ચીન સુધી પહોંચી ગયા હતા, પરંતુ તેઓ પૅસિફિક મહાસાગરની મધ્યમાં ઘૂમ્યા નહોતા. ત્યાર પછી ડચ સાહસિકો પૅસિફિકમાં જાવા(ઇન્ડોનેશિયા)ના ટાપુઓ સુધી પહોંચ્યા અને એના ઉપર તેઓએ પોતાનું આધિપત્ય જમાવ્યું. ત્યાંથી પછી આગળ વધતાં, સોળમા સૈકાના અંત સુધીમાં તેઓએ ન્યૂ ગિની ટાપુ શોધી કાઢ્યો. પરંતુ ત્યારે તેઓને ખબર નહોતી કે એની દક્ષિણ દિશામાં થોડે આઘે એક વિશાળ ટાપુ આવેલો છે.

સત્તરમા સૈકામાં વિલેમ જોન્સ નામનો એક ડચ સાહસિક જાવાથી નીકળ્યો હતો તો ન્યૂ ગિની જવા, પણ પહોંચી ગયો ઑસ્ટ્રેલિયાને

કિનારે. તે એવા જ ભ્રમમાં હતો કે પોતે ન્યૂ ગિનીના બીજા કોઈ ટાપુ પર પહોંચી ગયો છે. ઈ. સ. ૧૬૦૬માં સ્પેનના રાજાએ ડિ ક્વિરોસ (De Quiros) નામના શોધ-સફરીને પોતાના માણસો લઈને વહાણમાં આગળ શોધ કરવા મોકલ્યો. જાવાથી આગળ વધતાં તે ઑસ્ટ્રેલિયાના કિનારે પહોંચ્યો. એને ખ્યાલ આવી ગયો કે પેસિફિકમાં આ એક વિશાળ ટાપુ છે. આ ટાપુનું નામ પોતાના રાજાના નામ પરથી રાખવાની એને ઇચ્છા થઈ. રાજા ત્રીજા ફિલિપ હતા. પરંતુ એ નામ રાખવામાં ગૂંચવાડો થવાનો સંભવ હતો. રાજા મૂળ તો યુરોપના ઑસ્ટ્રિયા નામના દેશના કુંવર હતા એટલે ડિ ક્વિરોસે આ ટાપુનું નામ રાખ્યું, 'ઑસ્ટ્રિયા લિયા દેસ એસ્પિરિતુ સાન્તો'. પરંતુ આટલું લાંબું નામ કોણ યાદ રાખે ? એટલે એનું ટૂંકું નામ થયું 'ઑસ્ટ્રિયા લિયા'. પરંતુ વખત જતાં તે 'ઑસ્ટ્રિલિયા', 'ઑસ્ટ્રેલિયા' તરીકે બોલાવા લાગ્યું.

ડિ ક્વિરોસે જે કિનારો શોધ્યો તે ઑસ્ટ્રેલિયાનો પૂર્વ કિનારો હતો. પરંતુ એ જ અરસામાં ન્યૂ ગિની જવા નીકળેલા ડચ વહાણવટીઓ દરિયામાં થયેલા પવનના તોફાનને કારણે ઘસડાતા ઘસડાતા ઑસ્ટ્રેલિયાના પશ્ચિમ કિનારે પહોંચ્યા. તોફાન નડ્યું, પણ એક નવો ટાપુ શોધ્યાનો તેઓને આનંદ થયો. તેઓએ આ ટાપુને પોતાના વતનની યાદમાં 'ન્યૂ હોલેન્ડ' એવું નામ આપ્યું. આ રીતે આ નવા શોધાયેલા ટાપુ માટે 'ઑસ્ટ્રેલિયા' અને 'ન્યૂ હોલેન્ડ' એવાં બે નામ પ્રચલિત થઈ ગયાં અને ઓગણીસમા સૈકાના અંત સુધી એ રીતે એ બંને નામ ચાલુ રહ્યાં.

ઑસ્ટ્રેલિયાની શોધ થયા પછી સત્તરમા સૈકામાં સાહસિક દરિયાખેડુઓની અવરજવર એ દિશામાં વધી ગઈ. પૂર્વ અને પશ્ચિમ કિનારો શોધાયા પછી વિલિયમ ડેમ્પિયરે ઉત્તરના કિનારાની શોધ કરી

અને ઈ. સ. ૧૭૭૦માં બ્રિટિશ નૌકાદળના એક કૅપ્ટન જેમ્સ કૂકે દક્ષિણ કિનારાની શોધ કરી અને ત્યાંથી તે ઉત્તર કિનારા સુધી પહોંચ્યો. એણે એ પ્રદેશને ન્યૂ સાઉથ વેલ્સ તરીકે ઓળખાવ્યો. ટાસ્માન નામના એક સફરીએ ઑસ્ટ્રેલિયાની દક્ષિણે એક જુદો ટાપુ શોધી કાઢ્યો અને એનું નામ 'ટાસ્માનિયા' રાખ્યું. આમ લગભગ બે સૈકામાં ઑસ્ટ્રેલિયાની શોધ પૂરી થઈ. ઑસ્ટ્રેલિયા દક્ષિણ ગોળાર્ધમાં દક્ષિણ દિશામાં આવેલો દેશ છે. ખલાસીઓ રાતને વખતે આકાશનાં નક્ષત્ર અને તારાઓને આધારે દિશા નક્કી કરી વહાણો હંકારતા. દક્ષિણ દિશામાં Southern Cross નામના તારા છે (એને આપણે જયવિજય તરીકે, સ્વસ્તિક નક્ષત્ર તરીકે ઓળખીએ છીએ). એટલે ખલાસીઓ ઑસ્ટ્રેલિયા માટે The Land of Southern Cross એવું નામ પ્રયોજતા. એ નામ પણ પ્રચલિત થયું હતું. ઑસ્ટ્રેલિયાના રાષ્ટ્રધ્વજમાં સ્વસ્તિક નક્ષત્ર છે.

## વસવાટ

સ્પેન, પોર્ટુગલ, હોલેન્ડ વગેરે દેશોના સાગર-સફરીઓ ઑસ્ટ્રેલિયા શોધી આવ્યા, પરંતુ જ્યાં પહોંચતાં આઠદસ મહિના લાગે એવા દૂરના દેશમાં સંસ્થાન સ્થાપી આધિપત્ય જમાવવામાં તેઓને રસ પડ્યો નહીં. ઇંગ્લેન્ડે એ માટે બુદ્ધિ દોડાવી. આમ તો ઑસ્ટ્રેલિયા જઈને કયો અંગ્રેજ રહેવાનો હતો ? પરંતુ જે કેદીઓને દેશનિકાલની સજા થઈ છે એ કેદીઓને તો જ્યાં લઈ જવામાં આવે, ત્યાં જવું પડે, તેઓને જો ઘણે દૂર સુધી કાયમ માટે મોકલી દેવામાં આવે તો ત્યાંથી ભાગીને તેઓ ઇંગ્લેન્ડ પાછા ફરે નહીં. એટલે ૭૦૦ જેટલા કેદીઓને ત્યાં મોકલવાની યોજના થઈ. તેમને લઈ જવા, ત્યાં વસાવવા અને દેખભાળ રાખવા થોડા કર્મચારીઓ જોઈએ. એની પણ જોગવાઈ થઈ. એમ કરતાં

અગિયાર જેટલાં વહાણોમાં તેમને મોકલવાનું નક્કી થયું. એ કાફલાના સરદાર તરીકે નૌકા ખાતાના કેપ્ટન આર્થર ફિલિપની નિમણૂક થઈ. એમને ન્યૂ સાઉથ વેલ્સના ગવર્નર બનાવવામાં આવ્યા. આવો ઊંચો હોદ્દો મળતાં તેઓ ત્યાં જવા લલચાયા. ઈ. સ. ૧૭૮૭ના મે મહિનાની ૧૩મી તારીખે ઇંગ્લૅન્ડથી આ વહાણો ઊપડ્યાં અને ૧૭૮૮ના જાન્યુઆરીની ૧૮મીએ તે ઑસ્ટ્રેલિયાના બોટની ઉપસાગરમાં આવી પહોંચ્યાં. પરંતુ નક્કી કરેલું એ સ્થળ સલામતીની દૃષ્ટિએ અને ગુનેગારોના વસવાટ માટે આર્થર ફિલિપને યોગ્ય ન લાગ્યું. તેઓ ત્યાંથી આગળ વધી પોર્ટ જૅક્સનમાં ૨૬મી જાન્યુઆરીએ આવી પહોંચ્યા. ટેકરીઓવાળી આ જગ્યા ગુનેગારો પર નજર રાખવાની દૃષ્ટિએ અનુકૂળ હતી. એટલે ગુનેગારોને ત્યાં ઉતારવામાં આવ્યા. તેઓને છૂટા મૂકી દેવામાં આવ્યા અને જેમને જ્યાં ઝૂંપડું કે તંબૂ બાંધીને રહેવું હોય ત્યાં રહેવાની છૂટ આપી. આમ, ૨૬મી જાન્યુઆરી ૧૭૮૮ના દિવસે ૭૦૦થી અધિક અંગ્રેજોએ ત્યાં પહેલી રાત ગુજારી અને વસવાટ ચાલુ કર્યો. એટલા માટે ૨૬મી જાન્યુઆરી 'ઑસ્ટ્રેલિયન દિન' તરીકે આજ દિવસ સુધી મનાવવામાં આવે છે. આર્થર ફિલિપે પોતાની આ વસાહતનું નામ પોર્ટ જૅક્સન બદલીને 'એલ્બિયન' રાખ્યું, પરંતુ પછીથી એમણે પોતાના ઉમરાવ (વાઇકાઉન્ટ) સર સિડનીના નામ પરથી 'સિડની કોવ' રાખ્યું, જે પછીથી માત્ર સિડની તરીકે જ પ્રચલિત થઈ ગયું.

આર્થર ફિલિપે ગુનેગારોને સારી રીતે વસાવ્યા એટલે ઇંગ્લૅન્ડનો ઉત્સાહ વધી ગયો. પછી તો દેશનિકાલની સજા પામેલા કેદીઓને ઑસ્ટ્રેલિયા મોકલવાનું સહેલું થઈ ગયું. એમ કરતાં કરતાં ક્રમે ક્રમે એક લાખ ત્રીસ હજાર કેદીઓને ઑસ્ટ્રેલિયા મોકલવામાં આવ્યા. આ ગુનેગારોમાં પછીથી સ્ત્રી ગુનેગારોને પણ મોકલવામાં આવી પરંતુ સ્ત્રી

કેદીઓ સોળ ટકા જેટલી હતી. તેઓને ત્યાં પરણવાની છૂટ હતી. પરંતુ ઓછી સ્ત્રીઓને લીધે ત્યાં ગુનાઓની અને બીજી સમસ્યાઓ ઊભી થઈ. એટલે પુરુષ-સ્ત્રીનું સમતોલપણું જાળવવા માટે અનાથાશ્રમોની ગરીબ છોકરીઓને તથા કારખાનાંઓમાં કામ કરતી મધ્યમ વર્ગની અપરિણીત મહિલાઓને ત્યાં મોકલવાની આકર્ષક યોજનાઓ થઈ. આ રીતે મહિલાઓનું પ્રમાણ વધતાં સમતોલપણું જાળવવાની સમસ્યા હળવી થવા લાગી. ઑસ્ટ્રેલિયામાં મહિલાઓ આવતાં, તેમનાં લગ્ન થતાં, નવી સંતતિ પેદા થતાં વસતિ થોડી વધવા લાગી, પણ એકંદરે આ લોકો ગુનાહિત માનસવાળા, અણઘડ અને અસંસ્કારી હતા.

છસાત દાયકા આ રીતે ચાલ્યું. ત્યાં ઈ. સ. ૧૮૫૦માં ઑસ્ટ્રેલિયામાં મેલ્બર્ન પાસે સોનું નીકળ્યું. હવે ત્યાં જવા માટે ઇંગ્લેન્ડથી શ્રીમંત, બાહોશ, સુશિક્ષિત, સંસ્કારી અંગ્રેજો મોટી સંખ્યામાં દોડ્યા. વહાણોની અવરજવર વધી ગઈ. શ્રીમંતો પાણીના ભાવે મળતી જગ્યા મોટા પ્રમાણમાં ખરીદવા લાગ્યા. સારાં પાકાં ઘરો બંધાવા લાગ્યાં. હવે આરંભની સાધારણ કક્ષાની વસતિ કરતાં સંસ્કારી સુશિક્ષિત વસતિનું પ્રમાણ વધી ગયું. વિસ્તાર વધતો ગયો. નવા નવા પ્રદેશો બ્રિટિશ હકૂમતમાં ઉમેરાતા ગયા અને એમ કરતાં સમગ્ર ઑસ્ટ્રેલિયા બ્રિટનનું સંસ્થાન બની ગયું. અલબત્ત, ત્યારે બીજાં કોઈ રાજકીય નિયંત્રણો નહોતાં, એટલે હોલેન્ડ, પોર્ટુગલ, ફ્રાન્સ, જર્મની, સ્પેન વગેરે દેશોમાંથી પણ ઘણા લોકો આવ્યા અને તેઓએ પણ પોતપોતાની વસાહતો સ્થાપી. પરંતુ રાજ્યસત્તા બ્રિટનની રહી.

## આદિવાસીઓ

ઑસ્ટ્રેલિયાની ધરતી પર પશ્ચિમના ગોરા લોકોએ પગ મૂક્યાં ન પહેલાં ત્યાં જુદા જુદા પ્રદેશોમાં આદિવાસીઓ રહેતા હતા. એવા

આદિવાસીઓની જુદી જુદી ત્રણસોથી વધુ જાતિઓ મળીને કુલ વસતિ ત્રીસ લાખથી પણ વધુ હોવાનો અંદાજ છે. એક માન્યતા એવી છે કે આ આદિવાસીઓ પ્રાચીન કાળમાં જાવા, મલાયા વગેરે ટાપુઓ પરથી ભટકતા ભટકતા, ખોરાક માટે સ્થળાંતર કરતા કરતા ઑસ્ટ્રેલિયાના કિનારે આવ્યા હશે. ખેતી તેમને આવડતી નહીં હોય એટલે માછલી અને પશુપક્ષીઓના શિકાર ઉપર તેઓ નભતા હશે. બૂમરૅંગ તેઓનું શિકાર માટેનું જાણીતું હથિયાર છે.

ઑસ્ટ્રેલિયામાં હાલ ગોગુદ્જા, વોલ્માજોરી, મંદજિલજારા, ગુરાદિજી, બારડી વગેરે વિવિધ જાતિના આદિવાસીઓ છે. કેટલીયે જાતિઓમાં માત્ર પાંચસોથી હજાર જેટલી વસતિ હવે અસ્તિત્વમાં રહી છે. આ આદિવાસીઓ અલગ અલગ પ્રદેશમાં નાનાં નાનાં જૂથોમાં વસતા હોવાથી અને તેઓની ઘણી જાતિઓ હોવાથી બહારની દુનિયામાં તેઓ એટલા જાણીતા નથી.

ઑસ્ટ્રેલિયામાં જેમ જેમ ગોરા વસાહતીઓ વધતા ગયા અને જુદા જુદા પ્રદેશોમાં પ્રસરતા ગયા તેમ તેમ આદિવાસીઓ તેમનાથી દૂર અને દૂર ભાગતા ગયા. ગોરા લોકોએ મુખ્યત્વે દક્ષિણ અને પૂર્વ બાજુ સમુદ્રકિનારે પોતાની વસાહતો ઊભી કરી એટલે આદિવાસીઓ ઉત્તર, પશ્ચિમ અને મધ્ય તરફ ખસતા ગયા. ગોરા લોકો સાથેનો તેમનો સંપર્ક સુખદ નહોતો. આરંભમાં આવેલા ગોરા લોકો ક્રૂર ગુનેગારો હતા. આદિવાસીઓને જોતાં જ તેઓ તેમને મારી નાખતા. વળી, ગોરા લોકો પોતાની સાથે જે કેટલાક ચેપી રોગો લાવ્યા. એ રોગો કેટલાક આદિવાસીઓ માટે જીવલેણ નીવડ્યા. એક સૈકામાં તો ત્રીસ લાખ આદિવાસીઓમાંથી માંડ ચાળીસપચાસ હજાર જેટલા રહ્યા. છેલ્લા કેટલાક સમયથી થોડાક આદિવાસી યુવાનો શહેરોમાં આવી ભણવા લાગ્યા છે અને ગોરા લોકો સાથે ભળવા લાગ્યા છે.

## વસતિ, ધર્મ અને ભાષા

આદિવાસીઓની વસતિ ઘટી અને બીજી બાજુ ગોરા લોકોની વસતિ વધતી ગઈ. દરમિયાન એશિયાના જુદા જુદા દેશોમાંથી અંગ્રેજો પોતાની સાથે લઈ ગયેલા અને બીજા એવા લોકોનો વસવાટ પણ ઑસ્ટ્રેલિયામાં થતો ગયો. બે સૈકાને અંતે ઑસ્ટ્રેલિયાની વસતિ ૧,૮૦,૮૭,૦૦૦ જેટલી થઈ. એમાં ૯૪ ટકા યુરોપીય વંશના લોકો, ૪ ટકા એશિયાઈ લોકોના વંશજો અને ૨ ટકા આદિવાસીઓ છે. યુરોપીય વંશના લોકોમાં પણ ૯૫ ટકા અંગ્રેજો છે અને ૫ ટકા યુરોપના બીજા દેશના લોકો છે.

ઑસ્ટ્રેલિયામાં વસવાટ પાશ્ચાત્ય ગોરાઓનો થયો, પરંતુ એ વસવાટ પૃથ્વીના પૂર્વ દિશાના દક્ષિણ ગોળાર્ધમાં થયો. યુરોપ બહુ દૂર રહ્યું અને એશિયાની નજીક આવવાનું થયું. એથી ઑસ્ટ્રેલિયાની પ્રજા ઉપર પશ્ચિમ અને પૂર્વ એમ બંને સંસ્કૃતિનો પ્રભાવ પડ્યો. આબોહવાની અસર રહેણીકરણી ઉપર પણ પડી. યુરોપના દેશોમાં જેટલી ઔપચારિકતા છે એટલી ઑસ્ટ્રેલિયનોમાં જોવા નહીં મળે. રસ્તામાં ઉઘાડા પગે ચાલતા ઑસ્ટ્રેલિયનો જોવા મળશે અને વિમાનમાં બનિયન અને અડધી ચડ્ડી પહેરીને મુસાફરી કરતા ઑસ્ટ્રેલિયનો પણ જોવા મળશે.

ઑસ્ટ્રેલિયાની વસતિમાં અંગ્રેજ વંશજો મુખ્ય છે. અંગ્રેજો ખ્રિસ્તી ધર્મના પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયને અનુસરનારા છે. રોમન કેથલિક જેટલા તેઓ ચુસ્ત નથી. ઑસ્ટ્રેલિયામાં લગભગ ૯૪ ટકા લોકો ખ્રિસ્તી ધર્મ પાળે છે, ૧ ટકો મુસલમાનો છે, ૧ ટકો બૌદ્ધ ધર્મીઓ છે, ૧ ટકો યહૂદીઓ છે અને બાકીના લોકોમાં અન્ય ધર્મીઓ તથા આદિવાસીઓ છે. આમ છતાં ઑસ્ટ્રેલિયામાં ધાર્મિક ચુસ્તતા, ઝનૂન કે સંઘર્ષ જોવા

નહીં મળે. લોકો એકંદરે મળતાવડા અને નિખાલસ છે.

ઑસ્ટ્રેલિયામાં મુખ્ય વસવાટ અંગ્રેજોનો હોવાથી અને ઇંગ્લેન્ડનું એ સંસ્થાન હોવાથી ત્યાંની રાજ્યભાષા અને લોકોની મુખ્ય ભાષા અંગ્રેજી રહી છે. ડચ, જર્મન વગેરે લોકો પોતાની વસાહતોમાં માંહોમાંહે પોતપોતાની ભાષા આજ દિવસ સુધી બોલતા આવ્યા છે, પરંતુ અંગ્રેજીના પ્રભુત્વને કારણે નવી પ્રજામાં તે ભાષાઓનો પ્રભાવ ઓછો થવા લાગ્યો છે. ઑસ્ટ્રેલિયનોની ભાષા ઇંગ્લિશ, પરંતુ તેમાં બોલચાલની ભાષાના અંશોનું પ્રમાણ વધતું ગયું છે. ત્યાંના લોકોના કેટલાક ઉચ્ચારો બ્રિટનના લોકો કરતાં જુદા છે. એકંદરે ઑસ્ટ્રેલિયનો ઝડપથી શબ્દો ઉચ્ચારે છે. તેઓ શબ્દમાં વચ્ચે આવતા 'a'નો ઉચ્ચાર 'આઈ' જેવો કરે છે. 'સન્ડે' અને 'મન્ડે' બોલવું હોય તો 'સન્ડાઈ' અને 'મન્ડાઈ' એવા ઉચ્ચારો કરે છે. ત્યાં મજાકમાં કહે છે કે, કોઈ તમને પૂછે કે 'ડિડ યૂ કમ હિઅર ટુડાઈ ?' તો માઠું ન લગાડવું, કારણ કે તેઓ 'ટુડે'ને બદલે 'ટુડાઈ' બોલે છે. તેઓ 'બાઈસિકલી' બોલે તો 'બેઝિકલી' બોલે છે એમ સમજવું. તેઓ 'થૅંક યૂ'ને બદલે 'ગુડ ઑન યૂ' બોલે છે. તેમના ઉચ્ચારોની અને ઉચ્ચારણ-અવયવોની ખાસિયત જુદી છે.

## રાજ્યો અને શહેરો

ઑસ્ટ્રેલિયામાં સૌ પ્રથમ વસેલું શહેર તે સિડની છે. આરંભકાળથી એની વસતિ ઉત્તરોત્તર વધતી રહી છે અને હજુ પણ તે ઑસ્ટ્રેલિયાનું મોટામાં મોટું શહેર છે. ત્યાર પછી બીજે નંબરે આવતું શહેર તે મેલ્બર્ન છે. તદુપરાંત એડિલેઇડ, બ્રિસ્બેન, પર્થ, હોબાર્ટ, ડાર્વિન અને કેનબેરા ઑસ્ટ્રેલિયાનાં મુખ્ય શહેરો છે. ઘણાંખરાં શહેરો સમુદ્રકિનારે અથવા કિનારાથી નજીકના પ્રદેશમાં આવેલાં છે, કારણ કે ઑસ્ટ્રેલિયામાં

પ્રજાનો વસવાટ મુખ્યપણે તો સમુદ્રકાંઠાના પ્રદેશોમાં થયેલો છે.

ઑસ્ટ્રેલિયાની વિશાળ ધરતીનું રાજ્યોમાં વિભાજન વસવાટ અનુસાર થયું છે. ત્યાં છ મુખ્ય રાજ્યો છે : (૧) ન્યૂ સાઉથ વેલ્સ, (૨) વિક્ટોરિયા, (૩) સાઉથ ઑસ્ટ્રેલિયા, (૪) ક્વીન્સલૅન્ડ, (૫) વેસ્ટર્ન ઑસ્ટ્રેલિયા અને (૬) ટાસ્માનિયા. આ રાજ્યોની સરહદો કુદરતી ભૌગોલિક સરહદ અનુસાર નક્કી ન કરાતાં, અક્ષાંશ અને રેખાંશ અનુસાર, અમેરિકાની જેમ, ઊભી અને આડી લીટીએ નક્કી કરવામાં આવી છે. એમ કરવાનું આ વિશાળ ધરતીમાં સહેલું છે, કારણ કે મધ્ય ભાગમાં રણવિસ્તારો છે જ્યાં સરહદોના ઝઘડાનો કોઈ પ્રશ્ન ઉદ્ભવતો નથી. આ છ રાજ્યો ઉપરાંત પાટનગર માટે અને ઉત્તર માટે પ્રાદેશિક વિભાગો કરવામાં આવ્યા છે. ઑસ્ટ્રેલિયાનાં રાજ્યોની અને પ્રાદેશિક વિભાગોની વસતિ અને એનાં મુખ્ય નગરોની વસતિ હાલ છેલ્લા સત્તાવાર આંકડા અનુસાર નીચે પ્રમાણે છે :

## રાજ્યો

| રાજ્ય | કુલ વસતિ | મુખ્ય નગર | મુખ્ય નગરની વસતિ |
|---|---|---|---|
| ન્યૂ સાઉથ વેલ્સ | ૫૮,૧૩,૦૦૦ | સિડની | ૩૬,૨૪,૦૦૦ |
| વિક્ટોરિયા | ૪૩,૬૬,૦૦૦ | મેલ્બર્ન | ૩૦,૩૯,૦૦૦ |
| સાઉથ ઑસ્ટ્રેલિયા | ૧૪,૩૬,૦૦૦ | એડિલેઈડ | ૧૦,૩૭,૦૦૦ |
| ક્વીન્સલૅન્ડ | ૨૮,૯૨,૦૦૦ | બ્રિસ્બેઈન | ૧૨,૭૨,૦૦૦ |
| વેસ્ટર્ન ઑસ્ટ્રેલિયા | ૧૬,૨૬,૦૦૦ | પર્થ | ૧,૫૮,૦૦૦ |
| ટાસ્માનિયા | ૪,૫૫,૦૦૦ | હોબાર્ટ | ૧,૮૧,૦૦૦ |

## પ્રાદેશિક વિભાગો

| પ્રાદેશિક વિભાગો | કુલ વસતિ | મુખ્ય નગર | એની વસતિ |
|---|---|---|---|
| ઉત્તર પ્રદેશ | ૧,૫૬,૦૦૦ | ડાર્વિન | ૭૩,૦૦૦ |
| પાટનગર વિભાગ | ૩,૮૩,૦૦૦ | કેનબેરા | ૩,૦૨,૦૦૦ |

આ વસતિમાં પ્રતિવર્ષ થોડો વધારો થતો રહ્યો છે. બીજા દેશોના લોકોને પણ કાયમી વસવાટ માટે પરવાનગી આપવામાં આવે છે.

આમ, ઑસ્ટ્રેલિયાની કુલ વસતિ ૧,૮૦,૮૭,૦૦૦ જેટલી છે, પણ વસતિ જેટલી વધવી જોઈએ તેટલી વધતી નથી. વિદેશીઓના પ્રવેશ ઉપર ત્યાં નિયંત્રણો છે, પરંતુ સ્થાનિક વસતિ વધવાનો દર પણ કુદરતી રીતે જેટલો હોવો જોઈએ એટલો નથી. એનાં ઘણાં કારણોમાંનું એક કારણ એ છે કે પાશ્ચાત્ય દેશોની જેમ ઑસ્ટ્રેલિયામાં પણ યુવક-યુવતીઓમાં એવું વલણ વધતું જાય છે કે સુખી જીવન જીવવું હોય તો સંતાનોની જંજાળ ન હોવી જોઈએ.

## રાજ્યવ્યવસ્થા

ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો ઑસ્ટ્રેલિયા બ્રિટિશ સામ્રાજ્યનું એક સંસ્થાન હતું. બીજાં સંસ્થાનોમાં સ્થાનિક પ્રજા હતી અને તેમના પર બ્રિટને રાજ્ય કરવાનું હતું. ઑસ્ટ્રેલિયામાં તો બ્રિટને મોકલેલા પોતાના જ પ્રજાજનો હતા. એટલે ઑસ્ટ્રેલિયાની બ્રિટન પ્રત્યેની વફાદારી ચાલુ રહે એ સમજી શકાય એવી વાત છે. આથી જ, ભારતની આઝાદી પછી, બ્રિટિશ સામ્રાજ્યનું વિસર્જન થયું અને તેની જગ્યાએ બ્રિટિશ રાષ્ટ્રસમૂહ(British Commonwealth)નું નિર્માણ થયું તે વખતે ઑસ્ટ્રેલિયાએ સ્વાયત્ત થવા છતાં બ્રિટનના 'ડોમિનિયન' રાજ્ય તરીકે રહેવાનું પસંદ કર્યું. એટલે ઑસ્ટ્રેલિયામાં બંધારણીય રાજાશાહી

(Constitutional Monarchy) છે. ઑસ્ટ્રેલિયાના રાષ્ટ્રધ્વજમાં બ્રિટનના યુનિયન જેકને સ્થાન આપવામાં આવ્યું છે અને પોતાના રાષ્ટ્રગીત ઉપરાંત બ્રિટનનું રાષ્ટ્રગીત પણ સ્વીકારાયેલું છે. બ્રિટનનાં હાલનાં રાણી એલિઝાબેથ ઑસ્ટ્રેલિયા રાષ્ટ્રનાં વડાં છે. ઑસ્ટ્રેલિયાની ચૂંટાયેલી સરકારની પસંદગીથી અને ભલામણથી બ્રિટનનાં રાણી ઑસ્ટ્રેલિયાના ગવર્નર-જનરલની નિમણૂક કરે છે. આમ, બ્રિટનની માત્ર ઔપચારિક સત્તા છે, પરંતુ તે ઑસ્ટ્રેલિયાની રાજ્યવ્યવસ્થાનો ખ્યાલ આપે છે. (છેલ્લા કેટલાક સમયથી ઑસ્ટ્રેલિયાના યુવાનોમાં આ બંધારણીય રાજાશાહી પ્રત્યે વિરોધનો સૂર ઊઠવા લાગ્યો છે.)

ઑસ્ટ્રેલિયાની પાર્લમેન્ટની ચૂંટણી લોકશાહી ઢબે થાય છે. ઑસ્ટ્રેલિયામાં ત્રણ રાજદ્વારી પક્ષો છે : (૧) લેબર પાર્ટી, (૨) લિબરલ પાર્ટી અને (૩) કન્ટ્રી પાર્ટી. એમાં મુખ્ય રસાકસી તો લેબર પાર્ટી અને લિબરલ પાર્ટી વચ્ચે જ હોય છે.

ઑસ્ટ્રેલિયામાં પાર્લમેન્ટનાં બે સભાગૃહ છે. એક ઉપલું સભાગૃહ. એને સેનેટ કહેવામાં આવે છે. બીજું નીચલું સભાગૃહ. એને હાઉસ ઑફ રેપ્રિઝન્ટેટિવ્ઝ (પ્રતિનિધિગૃહ) કહેવામાં આવે છે. સેનેટમાં નિયુક્ત સભ્યો હોય છે અને પ્રતિનિધિગૃહમાં ચૂંટાયેલા સભ્યો હોય છે. ચૂંટણીમાં દરેક રાજ્યની વસતિના પ્રમાણમાં એને બેઠકો મળે છે. એમાં ન્યૂ સાઉથ વેલ્સ, વિક્ટોરિયા અને ક્વીન્સલૅન્ડ એ ત્રણ રાજ્યોમાં વસતિનું પ્રમાણ વધારે હોવાથી એના પ્રતિનિધિઓનું પ્રમાણ વધારે રહે છે. વેસ્ટર્ન ઑસ્ટ્રેલિયા અને ટાસ્માનિયામાં વસતિ ઓછી હોવાથી એને ઓછી બેઠકો મળે છે. જે પક્ષને પાર્લમેન્ટમાં બહુમતી મળે તે પોતાના નેતાની ચૂંટણી કરે છે અને તે વડા પ્રધાન થાય છે. પાર્લમેન્ટના સભ્યોની મુદત ત્રણ વર્ષની હોય છે અને સેનેટના સભ્યોની મુદત છ વર્ષની હોય છે, પરંતુ સેનેટની રચના એવી રીતે કરવામાં આવી છે કે દર ત્રણ વર્ષે

અડધા સભ્યો નિવૃત્ત થાય છે અને નવા સભ્યો તેમાં જોડાય છે.

ઑસ્ટ્રેલિયામાં રાજ્યોની સરકારની મુદત ચાર વર્ષની છે. અઢાર વર્ષની ઉંમરે મતાધિકાર અપાય છે. આદિવાસીઓ સિવાય તમામ નાગરિકો માટે મતદાન ફરજિયાત છે. બધા જ ઉમેદવારોને પસંદગીના ક્રમ અનુસાર મત આપવાનો હોય છે. ઑસ્ટ્રેલિયા અત્યંત વિશાળ દેશ હોવાથી અને વસતિ છૂટીછવાઈ હોવાથી, ચૂંટણી વખતે અગાઉથી મંજૂરી મેળવીને ટપાલ દ્વારા પણ મતદાન કરી શકાય છે.

આમ, બ્રિટિશ પાર્લમેન્ટરી પદ્ધતિ પ્રમાણે ઑસ્ટ્રેલિયાનું રાજ્યતંત્ર ચાલે છે. રાષ્ટ્રના ઔપચારિક વડા તરીકે ગવર્નર-જનરલ છે, પરંતુ વહીવટી તંત્રના વડા તરીકેની સત્તા વડા પ્રધાન ભોગવે છે.

ઑસ્ટ્રેલિયામાં સંખ્યાબંધ રાજકીય પક્ષો નથી. ત્યાં વર્ણ, ભાષા, ધર્મ, જાતિ વગેરેના પ્રશ્નો નથી એટલે વધુ રાજકીય પક્ષોની આવશ્યકતા ઊભી થઈ નથી. લોકોની આર્થિક સ્થિતિ એકંદરે ઘણી જ સારી અને સરકાર તેમનું બરાબર ધ્યાન રાખે છે. એટલે ઑસ્ટ્રેલિયામાં રાષ્ટ્રીય કરતાં આંતરરાષ્ટ્રીય પ્રકારના પ્રશ્નો વધુ મહત્ત્વના બની રહે છે. યુરેનિયમની નિકાસ ન કરવી કે વહેલ માછલીનો શિકાર ન કરવો એવા વિદેશનીતિના પ્રશ્નો પ્રજામાં વધુ ચર્ચાય છે.

ઑસ્ટ્રેલિયામાં રાજ્યપદ્ધતિ અને કાનૂનો બ્રિટિશ પદ્ધતિ પ્રમાણે છે, પરંતુ હંમેશાં બ્રિટન તરફ નજર નાખનાર એ દેશ બીજા વિશ્વયુદ્ધ પછી અમેરિકનોના વધુ પરિચયમાં આવ્યો છે. વળી પૅસિફિક મહાસાગરના દેશો સાથેનો એનો વ્યવહાર વધ્યો હોવાથી તે વધારે પૂર્વાભિમુખ બનતો જાય છે. જાપાનના સહકારથી ત્યાં મોટરકાર, રસાયણો વગેરેના મોટા ઉદ્યોગો સ્થપાયા છે એથી જાપાનીઓની સંખ્યા ત્યાં ઉત્તરોત્તર વધતી રહી છે. આમ, ઑસ્ટ્રેલિયાના સમાજજીવન ઉપર બહારની પ્રજાઓનો પ્રભાવ વધવા લાગ્યો છે.

બીજા વિશ્વયુદ્ધ વખતે જર્મનીના પક્ષે રહી જાપાને બ્રિટિશ સંસ્થાનો ઉપર આક્રમણો કર્યાં તે વખતે તેની મુરાદ ઑસ્ટ્રેલિયાને પણ કબજે કરવાની હતી. ૧૯૪૨માં જાપાને ડાર્વિન્ અને કેથેરીન શહેર પર હવાઈ હુમલા કર્યા હતા, કેટલીક સ્ટીમરો ડુબાડી હતી અને સિડની બંદરમાં સબમરીન દાખલ કરી હતી. તે વખતે અમેરિકા ઑસ્ટ્રેલિયાની મદદે આવ્યું હતું અને તેને જાપાનીઓના હાથમાં જતાં બચાવ્યું હતું. બીજા વિશ્વયુદ્ધમાં અંતે જાપાનનો પરાજય થયો હતો. તે વખતે ઑસ્ટ્રેલિયા અમેરિકાના અહેસાન હેઠળ આવ્યું હતું. એટલે જ બીજા વિશ્વયુદ્ધ પછી તરત અમેરિકા જ્યારે વિયેટનામની લડાઈમાં અને કોરિયાની લડાઈમાં સંડોવાયું હતું ત્યારે ઑસ્ટ્રેલિયાએ પોતાના સૈનિકો આપીને અમેરિકાને સહાય કરી હતી. એટલું જ નહીં, અમેરિકાની ભલામણથી ઑસ્ટ્રેલિયાએ વિયેટનામના નિરાશ્રિતોને પોતાને ત્યાં વસાવ્યા હતા. આમ, ઑસ્ટ્રેલિયા અમેરિકા તરફ ઢળતું રહ્યું છે.

## અર્થતંત્ર

સિડનીમાં જે એક લાખથી વધુ ગુનેગારોને વસાવવામાં આવ્યા ત્યારે તેઓને આરંભનાં વર્ષોમાં આર્થિક દૃષ્ટિએ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવાનું ઘણું કપરું લાગ્યું. એક દાયકા કરતાં વધુ સમય ભારે હાડમારીનો પસાર થયો. પણ ત્યાર પછી ધીમે ધીમે આર્થિક સ્થિતિ સુધરતી ગઈ. બ્રિટન તરફથી થોડો થોડો પુરવઠો પણ મળતો રહ્યો હતો. સોનું નીકળ્યા પછી સ્થિતિ વધુ સુધરવા લાગી. તદુપરાંત કોલસો અને લોખંડ નીકળ્યાં. બીજી બાજુ ઘેટાંના ઊનની આવક થવા લાગી. વસતિ ઓછી અને પ્રદેશ વિશાળ હોવાને લીધે કુદરતી સંપત્તિની કોઈ ખોટ નહોતી. ઑસ્ટ્રેલિયાની આર્થિક સ્થિતિ એમ ઉત્તરોત્તર સુધરતી ગઈ અને બીજા વિશ્વયુદ્ધ પછી તો ત્યાં જાપાન, અમેરિકા વગેરે દેશોના

સહયોગથી નવા નવા ઉદ્યોગો સ્થપાયા અને શહેરો વધુ સુદૃઢ બનતાં ગયાં. આ રીતે ગરીબી કે બેકારીના પ્રશ્નો ઑસ્ટ્રેલિયામાં ખાસ રહ્યા નહિ. લોકો એકંદરે સુખી અને સમૃદ્ધ જીવન જીવે છે. લોકોની સરેરાશ આવક સારી રહ્યા કરી છે અને આર્થિક વિકાસનો દર સંતોષકારક રહ્યો છે. ઑસ્ટ્રેલિયામાં સરકારી નાણાકીય વર્ષ પહેલી જુલાઈથી ૩૦મી જૂન સુધીનું ગણાય છે.

ઑસ્ટ્રેલિયાએ બ્રિટિશ રાષ્ટ્રસમૂહનાં બીજાં કેટલાંક રાષ્ટ્રોની જેમ ૧૯૬૬ના ફેબ્રુઆરીથી તોલમાપમાં અને ચલણમાં દશાંશ પદ્ધતિ (Metric System) અપનાવી લીધી છે. માઈલને બદલે કિલોમિટર તથા પાઉન્ડને બદલે ડૉલર અને સેન્ટ, એમ દશાંશ પદ્ધતિમાં રૂપાંતર કરવામાં આવ્યું છે. ઑસ્ટ્રેલિયાએ પોતાના ચલણમાં પ્લાસ્ટિકની ચલણી નોટો દાખલ કરી છે, જેથી નકલી નોટો સરળતાથી થઈ ન શકે.

## કેળવણી

કેળવણીની બાબતમાં ઑસ્ટ્રેલિયા હજુ સુધી બ્રિટિશ કેળવણીની પદ્ધતિને અનુસરતું રહ્યું છે. બ્રિટને પોતાનાં સંસ્થાનોમાં પોતાની કેળવણીની પદ્ધતિ દાખલ કરેલી હતી. ભારતમાં અગાઉ હતું તેમ પ્રાથમિક શાળાનાં ચાર ધોરણ અને પછી માધ્યમિક શાળાનાં સાત ધોરણ એમ અગિયાર વર્ષે વિદ્યાર્થી મૅટ્રિક થાય. ત્યાર પછી ચાર વર્ષનો અભ્યાસ કૉલેજમાં કરીને વિદ્યાર્થી સ્નાતક થાય. ઑસ્ટ્રેલિયાએ આ પદ્ધતિ જ અપનાવી છે, પરંતુ એમાં જુદાં જુદાં રાજ્યોમાં અવારનવાર ફેરફાર થતા રહ્યા છે. એકંદરે સુશિક્ષિત પ્રજાની ટકાવારી ઘણી જ ઊંચી છે. ઑસ્ટ્રેલિયાનાં બધાં જ મુખ્ય શહેરોમાં તે તે રાજ્યની યુનિવર્સિટી છે. જગ્યાની વિશાળતા અને સારી આર્થિક સ્થિતિને લીધે યુનિવર્સિટીઓનાં મકાનો અને સાધનસગવડનું ધોરણ ઘણું જ ઊંચું રહ્યું

છે. આમ છતાં ઑસ્ટ્રેલિયાના યુવાનો વિવિધ પ્રવૃત્તિઓના શોખીન હોવાથી અને બાલ્યકાળથી જ ખાધેપીધે બહુ સુખી તથા લહેરી સ્વભાવના હોવાથી જેમાં ભણવાનાં વર્ષ વધારે લાગે એવા અભ્યાસક્રમો, ખાસ કરીને દાક્તરી, ઇજનેરી જેવા વ્યવસાયલક્ષી અભ્યાસક્રમો, ઓછા પસંદ કરે છે. આ સ્થિતિમાં પણ વખતોવખત ફેરફાર થતા રહે છે.

## ઘર, તરણહોજ વગેરે

વિશાળ દેશ, ઘણી જ ઓછી વસતિ, સારી કુદરતી ખનીજસંપત્તિ, ઊન વગેરેના નિકાસની ખાસ્સી મોટી આવક, વગેરેને કારણે ઑસ્ટ્રેલિયાના લોકોની સમૃદ્ધિ બહુ જ સારી રહી છે. જગ્યાની અછત જરા પણ ન હોવાને કારણે અને વસવાટને બે સૈકા જેટલો જ સમય થયો હોવાને લીધે ત્યાં ક્યાંય ગીચ વસતિ નથી, તો પછી ઝૂંપડપટ્ટીની તો વાત જ ક્યાંથી હોય ? લોકોને રહેવા માટે ઘણું ખરું બેઠા ઘાટનાં સ્વતંત્ર ઘર હોય છે. એંસી ટકા જેટલા લોકોને પોતાની માલિકીનાં ઘર છે. એ ઘરોમાં વિશાળ ખંડો, બહાર ચોગાન, બગીચો, મોટરકાર માટે તથા યાંત્રિક હોડી (yacht) માટે ગૅરેજ, પાછળ વાડો અને તરણહોજ (સ્વીમિંગ પુલ) એમ વિવિધ પ્રકારની સગવડો હોય છે.

ઑસ્ટ્રેલિયાના લોકો તરવાના શોખીન હોય છે. જેને તરતાં ન આવડે તે ઑસ્ટ્રેલિયન નહીં. ઇંગ્લેન્ડના અને યુરોપના ઠંડા પ્રદેશમાંથી આવેલા ગોરા લોકોને પૂર્વના આ ગરમ કહી શકાય એવા પ્રદેશમાં વસવાટ કરવાનું બન્યું એટલે ઠંડક મેળવવા પાણીની સાથે એમની દોસ્તી થઈ ગઈ. ત્યાંના દરેક શહેરમાં જાહેર મોટા તરણહોજ ઉપરાંત એકંદરે સિત્તેર ટકાથી વધુ લોકો પાસે પોતાના ઘરના વાડામાં જ પોતાની અંગત માલિકીના તરણહોજ છે. ઑસ્ટ્રેલિયાનું હવામાન બારે માસ

તરવા માટે અનુકૂળ હોય છે. ઑસ્ટ્રેલિયાનાં શહેરો પરથી પસાર થતાં વિમાનમાંથી નજર કરીએ તો નીલરંગી પાણીવાળા સેંકડો તરણહોજ નીચે દેખાય.

તરણહોજમાં તરવા ઉપરાંત ઑસ્ટ્રેલિયનો સમુદ્રમાં તરવાના પણ એટલા જ શોખીન છે. ઑસ્ટ્રેલિયાનો સમુદ્રકિનારો ઘણો વિશાળ છે અને એણે ઘણા સમુદ્રતટ (beach) વિકસાવ્યા છે. એની જાળવણી પણ સારી રીતે કરવામાં આવે છે. એની સ્વચ્છતા તરત આપણું ધ્યાન ખેંચે છે. રોજ સવારથી સાંજ સુધી સેંકડો માણસોની અવરજવર હોવા છતાં ક્યાંય કાગળની ચબરખી જેટલો કચરો જોવા ન મળે. કેટલાક સમુદ્રતટ પર પગરખાં પહેરીને જવાની કે ત્યાં ખાવાપીવાની મનાઈ હોય છે. ઑસ્ટ્રેલિયનોને છીછરા પાણીવાળા તટમાં તરવાનું અને તડકો ખાવાનું બહુ ગમે છે. કેટલાક તો રજાના દિવસે સવારથી સાંજ સુધી ત્યાં જ પડ્યા રહે છે. એવા દિવસે જાણે ત્યાં મોટો મેળો જામ્યો હોય એવું લાગે. કેટલાક સમુદ્રતટ પર તરનારાઓનો અને તરંગસવારી (surfing) કરનારાઓનો એમ બે જુદા જુદા વિભાગ હોય છે. સમુદ્રના પાણીમાં જે જુદી જુદી રમતો થાય છે એમાં મોજાં ઉપર સવારીનો વિશિષ્ટ આનંદ હોય છે. પાંચછ ફૂટ લાંબુ લાકડાનું પાટિયું હાથમાં લઈ પાણીમાં આઘે જવાનું અને જ્યાં ઊંચું મોટું મોજું શરૂ થાય ત્યાં તરત એના પર પાટિયું ગોઠવી પાટિયા પર બેસી જવાનું અથવા આવડે તો એના પર ઊભા રહી જવાનું અને સમતોલપણું જાળવી મોજા સાથે ડોલતાં ડોલતાં કિનારા સુધી આવવાનું. જ્યાં બહુ મોટાં મોજાં દૂરથી આવતાં હોય ત્યાં આવી રમત રમાય છે અને સમતોલપણું જાળવવાનો જુદો જ રોમાંચ અનુભવાય છે.

ઑસ્ટ્રેલિયનો પાણીની વિવિધ રમતો ઉપરાંત જલવિહારના પણ એટલા જ રસિયા છે. જાતે હલેસાં મારી ચલાવવાની સાદી નાની હોડી,

સઢવાળી હોડી, યાંત્રિક નાની હોડી, યાંત્રિક નાનું વહાણ એમ નાનાંમોટાં કદનાં અને વિવિધ પ્રકારનાં જલવાહનો તેમની પાસે હોય છે. સમુદ્રકિનારે સેંકડો હોડીઓ લાંગરેલી પડી હોય. માત્ર ફરવા, પાણીની રમતો રમવા કે માછલીનો શિકાર કરવા તેઓ નીકળી પડે છે. ઘણા લોકો પાસે યાંત્રિક નાનાં વહાણ હોય છે જે તેઓ ઘરે રાખે છે અને ફરવા જવું હોય ત્યારે પોતાની મોટરકાર પાછળ બાંધી દઈ જે બાજુના સમુદ્રકિનારે જવું હોય ત્યાં લઈ જાય છે. પૂર્વમાં બ્રિસ્બેન અને ગોલ્ડ કોસ્ટમાં પર્યટકો માટે એવાં ઘણાં સ્થળો વિકસાવવામાં આવ્યાં છે. સુદીર્ઘ સમુદ્રતટની ચળકતી રેતીને કારણે 'ગોલ્ડ કોસ્ટ'નું યથાર્થ નામ ધરાવનાર આ પ્રદેશને યોગ્ય રીતે જ SURFER'S PARADISE (તરંગ-સવારનું સ્વર્ગ) તરીકે ઓળખાવવામાં આવે છે. એક જમાનામાં ચારપાંચ હજારની પાંખી વસતિવાળા આ વિસ્તારમાં છેલ્લા બેઅઢી દાયકામાં પ્રવાસીઓ માટે મોટી મોટી હોટલો બંધાતાં અને ભિન્ન ભિન્ન પ્રકારની સાહસિક રમતોનાં મનોરંજન કેન્દ્રો-ઉદ્યાનોનું આયોજન થતાં એક નવું શહેર વસી ગયું છે અને આ પ્રદેશની વસતિની સંખ્યા ત્રણ લાખથી વધુ થઈ ગઈ છે.

ઑસ્ટ્રેલિયા એની રમતગમતો માટે અને તેમાં પણ ક્રિકેટ માટે એક સૈકા કરતાં વધુ સમયથી મશહૂર છે. ગોલ્ફ, ટેનિસ, ફૂટબૉલ, સૉકર, ઘોડેસવારી, બૉક્સિંગ વગેરે બીજી રમતો ત્યાં છે, પણ ક્રિકેટનું તો એ લોકોને ઘેલું જ છે. ઇંગ્લેન્ડે જૂના વખતમાં પોતાનાં સંસ્થાનોમાં પોતાની રાષ્ટ્રીય રમત ક્રિકેટનો પ્રચાર કર્યો એથી એ દેશોમાં ક્રિકેટની રમત અત્યંત લોકપ્રિય થઈ ગઈ. અમેરિકા, રશિયા, જર્મની, ચીન, જાપાન વગેરે પોણા ભાગની દુનિયામાં ક્રિકેટ એટલી રમાતી નથી. ઘણા દેશોમાં ફૂટબૉલ, બાસ્કેટ બૉલ, બેઝબૉલ, હોકી વગેરેનું મહત્ત્વ વિશેષ છે. બ્રિટિશ સામ્રાજ્યના વિસર્જન પછી પણ રાષ્ટ્રસમૂહના એ

દેશોમાં ક્રિકેટની લોકપ્રિયતા ઘટી નથી [illegible] ઑસ્ટ્રેલિયનોને ક્રિકેટ ર[illegible]વાની ફાવટ વિશેષ છે. ઑસ્ટ્રેલિયન ખેલાડીઓ જના[illegible]મતથી ક્રિકેટ રમવામાં પંકાયેલા છે. ક્રિકેટની વિવિધ હરીફાઈઓમાં તેઓએ જાત જાતની સિદ્ધિઓ દાખવી છે. આર્મસ્ટ્રોન્ગ, બ્રેડમેન, બિલ હન્ટ વગેરેનાં નામો સુપ્રસિદ્ધ છે.

ઑસ્ટ્રેલિયામાં ૧૯૫૬માં મેલ્બર્નમાં ઑલિમ્પિક રમતોત્સવ યોજાયો હતો અને હવે ૨૦૦૦માં તે સિડનીમાં યોજાનાર છે.

## શહેરો અને પાટનગર

ઐતિહાસિક દૃષ્ટિએ, વસતિની દૃષ્ટિએ, વિકાસ અને સાંસ્કૃતિક પ્રવૃત્તિની દૃષ્ટિએ, નૈસર્ગિક સૌન્દર્યની દૃષ્ટિએ અને સમૃદ્ધિની દૃષ્ટિએ સિડની ઑસ્ટ્રેલિયાનું સૌથી મહત્ત્વનું શહેર છે. સિડનીની યુનિવર્સિટી, ન્યૂ સાઉથ વેલ્સ લાઈબ્રેરી, બોન્ડાઈ સમુદ્રતટ, તરોંગા ઝૂ પાર્ક, ઑપેરા હાઉસ, સેંટર પૉઈન્ટ તથા પાસેના બ્લ્યૂ માઉન્ટન્સ વગેરે ઘણાં સરસ જોવા જેવાં સ્થળો ત્યાં છે. સિડનીની દુનિયાનાં રળિયામણાં શહેરોમાં ગણના થાય છે. વિક્ટોરિયા રાજ્યમાં આવેલું ઑસ્ટ્રેલિયાનું બીજું મુખ્ય શહેર મેલ્બર્ન એની યુનિવર્સિટી, નેશનલ આર્ટ ગૅલરી, રિઆલ્ટો ટાવર્સ, બૉટનિકલ ગાર્ડન માટે તથા વેપારી મથક તરીકે જાણીતું છે. કેનબેરા પાટનગર તરીકે મહત્ત્વનું છે. આ ત્રણ શહેરો ઉપરાંત બ્રિસ્બેન, એડિલેઇડ, પર્થ, હોબાર્ટ, ડાર્વિન વગેરે શહેરોની દરેકની પોતાની કેટલીક વિશિષ્ટતાઓ છે. મધ્ય ઑસ્ટ્રેલિયાના રણપ્રદેશની બરાબર વચ્ચે એલિસ સ્પ્રિંગ નામનું મનોહર સ્થળ છે. ઉત્તરમાં વર્ષા-જંગલો(rain forests)ના પ્રદેશોમાં કેઈન્સ (cairns) વગેરે સ્થળે પર્યટક કેન્દ્રો વિકસતાં ત્યાં પણ વસતિ વધવા લાગી છે. કેઈન્સ પાસે સ્મિથફિલ્ડથી કુરાન્ડા સુધીના વિસ્તારમાં આવેલાં વર્ષા-

જંગલો નિહાળવા માટે રોપ-વે અથવા સ્કાયરેઈલની અદ્યતન સુવિધા કરવામાં આવી હોવાથી તથા નજીકમાં આવેલા ડગલાસ બંદરેથી બોટમાં બેત્રણ કલાકના અંતરે સમુદ્રના સ્વચ્છ છીછરા પાણીમાં બેરિયર રીફ-પરવાળાના ખડકો અને માછલીઓ જોવા માટે વ્યવસ્થા થયેલી હોવાથી આ વિસ્તારમાં સહેલાણીઓનો ધસારો વધી ગયો છે.

ઑસ્ટ્રેલિયા અત્યંત વિશાળ દેશ હોવાથી અમેરિકા, રશિયા કે ચીનની જેમ ત્યાં પણ પૂર્વ, મધ્ય અને પશ્ચિમ એમ ત્રણ વિભાગમાં ત્રણ જુદા જુદા સમય હોય છે અને એ સમયમાં પણ શિયાળા અને ઉનાળા પ્રમાણે ફેરફાર થાય છે. દાખલા તરીકે જે વખતે પર્થમાં બપોરના બાર વાગ્યા હોય બરાબર એ જ સમયે એડિલેઈડમાં બપોરના બે વાગ્યા હોય અને સિડનીમાં અઢી વાગ્યા હોય. ભારત કરતાં ઑસ્ટેલિયાનો સમય સાડા ચાર કલાક આગળ છે. ભારતમાં સવારના પાંચ વાગ્યા હોય ત્યારે ઑસ્ટ્રેલિયામાં સવારના સાડા નવ વાગ્યા હોય.

ઑસ્ટ્રેલિયાનાં બીજાં શહેરોનો વિકાસ કુદરતી રીતે થયેલો છે, પરંતુ એના પાટનગર કેનબેરાનું તો નવેસરથી નિર્માણ થયું છે. બ્રિટિશ શાસનકાળ દરમિયાન જ રાજધાની માટે અલગ શહેર બનાવવાની યોજના શરૂ થઈ ગઈ હતી. એ માટે ન્યૂ સાઉથ વેલ્સના રાજ્યમાંથી જ યોગ્ય પ્રકારની વિશાળ જમીન ફાળવવામાં આવી હતી. આ શહેરનો કેવો નકશો હોવો જોઈએ એ માટે આંતરરાષ્ટ્રીય સ્પર્ધા રાખવામાં આવી હતી અને અમેરિકાના સ્થાપત્યવિદ્ બર્લિ ગ્રિફિનનો નકશો પસંદ કરવામાં આવ્યો હતો. ગ્રિફિને પોતાના નકશામાં શહેરના મધ્ય ભાગમાં સરખું ખોદાણ કરીને એક વિશાળ સરોવર કરવાની અને એમાં વચ્ચે ૧૪૦ ફૂટ ઊંચો ફુવારો કરવાની યોજના કરી હતી કે જેથી શહેરની શોભા વધે અને હવામાનમાં શીતળતા પ્રસરી રહે. આ નકશા પ્રમાણે શહેર

બંધાઈ રહ્યા પછી ઈ.સ. ૧૯૨૭માં બ્રિટનના રાજા પાંચમા જ્યૉર્જે એનું ઉદ્‌ઘાટન કર્યું હતું.

## ઑપેરા હાઉસ

કોઈ ઑસ્ટ્રેલિયાના સાંસ્કૃતિક પ્રવાસે જાય અને સિડનીનું ઑપેરા હાઉસ જોયા વગર પાછો ફરે તો એનો પ્રવાસ અધૂરો જ ગણાય. સિડનીનું નામ દેતાં જ ત્યાંનું ઑપેરા હાઉસ યાદ આવે. એ આધુનિક સમયનું એક બેનમૂન ભવ્ય સ્થાપત્ય છે. ઑપેરા હાઉસના સ્થળની પસંદગી અને એની રચના બંને ગૌરવવંતાં છે. આવા ભવ્ય સ્થાપત્ય માટે આસપાસનું નૈસર્ગિક સૌન્દર્ય પણ આવશ્યક છે. બહુમાળી ઈમારતોના આ જમાનામાં સારાં સ્થાપત્યો પણ ઢંકાઈ જાય છે. એટલા માટે સિડનીમાં હાર્બર બ્રિજ પાસે દરિયામાં ઘણું પૂરણ કરીને ત્યાં તૈયાર કરવામાં આવેલી જગ્યામાં, સમુદ્રમાં, ઑપેરા હાઉસ બાંધવામાં આવ્યું કે જેથી ઘણે દૂરથી, વિમાનમાંથી પણ તે સ્પષ્ટ દેખાય. ઑપેરા હાઉસનો આકાર કમળની પાંદડીઓ જેવો છે. નીચે જળ અને ઉપર ખુલ્લું આકાશ એવી રીતે પ્રકૃતિના વાતાવરણનો એને પૂરો લાભ મળ્યો છે. સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી અને ચાંદનીમાં પણ, એમ જુદે જુદે સમયે પલટાતા રંગો અને તેજકિરણોથી એના સૌન્દર્યની વૃદ્ધિ થાય છે.

ઑસ્ટ્રેલિયાની ન્યૂ સાઉથ વેલ્સની સરકારે એક વિશાળ થિયેટર બાંધવાનો જ્યારે વિચાર કર્યો ત્યારે જાતે તેનો નકશો ન બનાવતાં તે માટે આંતરરાષ્ટ્રીય સ્પર્ધા યોજી કે જેથી દુનિયાના મહાન સ્થાપત્યવિદોની દષ્ટિનો લાભ મળે. આ થિયેટર માટે ડેન્માર્કના જૉન ઉત્ઝોની ડિઝાઈન પસંદ કરવામાં આવી. ત્યારે એનો અંદાજિત ખર્ચ એક કરોડ અને વીસ લાખ ઑસ્ટ્રેલિયન ડૉલરનો હતો. પરંતુ એક કરોડ ડૉલર ખર્ચાઈ જવા

છતાં દસ ટકા જેટલું પણ કામ થયું નહીં. દરિયામાં પૂરણી કરવામાં જ વખત અને ખર્ચનું પ્રમાણ બહુ વધી ગયું. વીસ વર્ષે જ્યારે આ થિયેટર બંધાઈ રહ્યું ત્યારે એના ખર્ચનો આંકડો એક અબજ અને વીસ કરોડ ડૉલર સુધી પહોંચી ગયો હતો. ઑસ્ટ્રેલિયા જેવા દેશને જ પોસાય એવું એ સ્થાપત્ય છે. એક થિયેટર બાંધવા પાછળ દુનિયામાં આટલી બધી રકમ હજુ સુધી બીજે ક્યાંય ખર્ચાઈ નથી.

આ ઑપેરા હાઉસમાં સંગીત, નાટક વગેરે માટે નાનાંમોટાં ચાર સભાગૃહો છે. એ ચારેમાં મળીને એકસાથે દસ હજાર પ્રેક્ષકો પોતપોતાના કાર્યક્રમો નિહાળી શકે અને છતાં અંદર કે બહાર જતાં કે આવતાં ક્યાંય ભીડ કે અવ્યવસ્થા જેવું લાગે નહીં એવી એની રચના છે. ઑપેરા હાઉસની અર્ધવર્તુળાકાર ઊભી કમાનો અને તેના શ્વેત રંગને લીધે દૂરથી જોતાં જાણે જળમાં કમળ ઊગ્યું હોય એવી છાપ પડે છે. એટલે જ સિડનીના ઑપેરા હાઉસને 'કૉંક્રીટમાં કવિતા' તરીકે ઓળખાવવામાં આવે છે.

## કાંગારું, કોઆલા, પ્લેટિપસ, એમુ

ઑસ્ટ્રેલિયાનો વિચાર કરીએ અને એનું રાષ્ટ્રીય પ્રાણી કાંગારું યાદ ન આવે એમ બને જ નહીં. પ્રકૃતિશાસ્ત્રીઓ માને છે કે જે જાતનાં પ્રાણીઓ ફક્ત ઑસ્ટ્રેલિયામાં જ જોવા મળે છે તે પરથી એ પ્રાગૈતિહાસિક કાળનો દેશ હોવો જોઈએ. ઑસ્ટ્રેલિયામાં વનસ્પતિ અને પ્રાણીસૃષ્ટિનું બહુ વૈવિધ્ય જોવા મળે છે. ફક્ત નીલગિરિ(યુકેલિપ્ટસ)નાં વૃક્ષની ૭૦૦ જેટલી જુદી જુદી જાત ત્યાં જોવા મળે છે. એને ત્યાં Gum Tree કહે છે. કાંગારું, કોઆલા, પ્લેટિપસ, એમુ વગેરે પ્રાણીઓ ઑસ્ટ્રેલિયામાં (અને આસપાસના ટાપુઓમાં) જોવા મળે છે. પેટે બચ્ચાંને રાખીને ઉછેરનારાં પ્રાણીઓમાં

કાંગારું સૌથી મોટું છે. એનો દેખાવ કઢંગો છે. એના ચાર પગમાંથી આગળના બે પગ ટૂંકા અને પાછળના લાંબા છે. આમ, છતાં કલાકના ત્રીસ માઈલની ઝડપે તે દોડી શકે છે. વળી, તે ત્રીસ ફૂટ લાંબી છલાંગ મારી શકે છે. તે બે પગ પર ઊભું થઈ શકે છે. ટટાર બેસવું હોય તો પોતાની જાડી લાંબી પૂંછડી પર શરીર ટેકવીને તે બેસી શકે છે. ભૂખરા લાલ રંગનાં કાંગારું ઊભાં થાય તો દસેક ફૂટ જેટલાં ઊંચાં દેખાય છે. એના આગળના બે પગ બે હાથ જેવું કામ પણ આપી શકે છે. માદા કાંગારુંની કોથળીમાં બચ્ચાંનો ઉછેર થાય છે. બચ્ચાં જન્મે ત્યારે ફક્ત દોઢેક ઈંચ જેટલા કદનાં હોય છે. મોટાં થાય ત્યારે દસેક અઠવાડિયે કોથળીમાંથી મોઢું બહાર કાઢીને જુએ છે. કાંગારુંની પચાસ જેટલી જુદી જુદી જાતિ છે. એક જાતિનું નામ 'વેલાબી' છે. તેનું કદ નાના કૂતરા જેવડું હોય છે. તે ઘણુંખરું ડુંગરોમાં વસે છે. કાંગારુંની એક જાત વૃક્ષો ઉપર જ રહે છે અને ત્યાંથી જ પોતાનો ખોરાક મેળવી લે છે. કાંગારુની સૌથી નાની જાતિ કદમાં ઉંદર જેટલી હોય છે. અલબત્ત, ઑસ્ટ્રેલિયનો મોટા કાંગારુંને જ કાંગારું તરીકે ઓળખે છે.

ફક્ત ઑસ્ટ્રેલિયામાં જ જોવા મળે એવું એક બીજું પ્રાણી તે કોઆલા છે. રીંછની નાની પ્રતિકૃતિ જેવું તે લાગે. એને પૂંછડી હોતી નથી. ત્રણેક ફૂટના ઝૂંછાદાર શરીરવાળા કોઆલાનું જાડું કાળું નાક અને ઝીણી આંખો એ એની લાક્ષણિકતા છે. 'કોઆલા' નામ આદિવાસીઓએ પાડેલું છે. એમની ભાષામાં 'કોઆલા' એટલે જે પાણી પીતું નથી તે. કોઆલા પાણી પીતું નથી. તે ઘણુંખરું નીલગિરિનાં વૃક્ષો ઉપર જ રહે છે. એનાં પાન એનો મુખ્ય ખોરાક છે. દિવસ કરતાં તે રાત્રે વધારે હરેફરે છે. દિવસે ઘણી વાર તે ઘોરતું દેખાય. કોઈ વાર તો ઝાડ ઉપર એકસાથે ચારપાંચ કોઆલા એકબીજા ઉપર પડ્યાં પડ્યાં ઘોરતાં હોય. ઑસ્ટ્રેલિયાના લોકોને કોઆલા એની સુંવાળી રુવાંટીને લીધે બહુ ગમે

છે. હાથમાં લઈને રમાડવું ગમે એવું એ પ્રાણી છે. બાળકોને પણ તે બહુ વહાલું લાગે છે. રમકડાંના કોઆલા હવે ઑસ્ટ્રેલિયા ઉપરાંત અન્ય દેશોમાં પણ મળે છે.

પ્લૅટિપસ એ ફક્ત ઑસ્ટ્રેલિયામાં જ જોવા મળતું, લગભગ બે ફૂટ લાંબું એક અનોખી જાતનું પ્રાણી છે. તે પ્રાગૈતિહાસિક કાળનું મનાય છે. તેની ગણના જળચર પક્ષીમાં અને પ્રાણીમાં, એમ બંનેમાં થઈ શકે છે. બતકની ચાંચ જેવું પહોળું મોઢું, પાણીમાં તરવું અને લીલી દ્રાક્ષ જેવડાં ઈંડાં મૂકવાં એ એની પક્ષી જેવી ખાસિયત બતાવે છે. બીજી બાજુ નહોરવાળા ચાર પગ, તપખીરી રંગનો રુવાંટીવાળો દેહ, પૂંછડી અને બચ્ચાંને ધવરાવીને ઉછેરવાની ખાસિયતને લીધે તેની ગણના પ્રાણીમાં થાય છે. આમ, પ્લૅટિપસ મિશ્ર લક્ષણવાળું છે. સસ્તન પ્રાણીઓ ઈંડાં મૂકતાં નથી અને ઈંડાં મૂકનારાં પ્રાણીઓ ધવરાવતાં નથી. પ્લૅટિપસ જ એક એવું પ્રાણી છે કે જે ઈંડાં મૂકે છે અને બચ્ચાંને ધવરાવે છે. પાણીના કાંઠે દર કરીને રહેનારું તે બહુ ખાઉધરું પ્રાણી છે અને ગલોફામાં પણ ખોરાક ભરી રાખે છે.

ઑસ્ટ્રેલિયાનાં પક્ષીઓમાં લાક્ષણિક તે રાષ્ટ્રીય પક્ષી એમુ છે. તે શાહમૃગ જેવું ઊંચું છે. બીજાં પક્ષીઓમાં ચાર ફૂટ જેટલા ઊંચા મરઘા છે. એને કેસોવરી કહે છે. હસવા જેવો ગુડગુડ અવાજ કરતાં કૂકાબુરા પક્ષીની જુદી જુદી જાતો ત્યાં છે. મેલ્બર્ન પાસે ફિલિપ ટાપુના સમુદ્રતટ પર પેંગવિન પક્ષીઓ આવે છે. કબૂતર, પોપટ વગેરે જાતનાં સામાન્ય પક્ષીઓ ત્યાં પણ જોવા મળે છે. ૬૦૦ કરતાં વધારે જાતનાં પક્ષીઓ ઑસ્ટ્રેલિયામાં છે.

## ઘેટાં

ઑસ્ટ્રેલિયામાં પાળેલાં પશુઓમાં ઘેટાંને અવશ્ય યાદ કરવાં જોઈએ. એક રીતે જોઈએ તો ઑસ્ટ્રેલિયા એટલે ઘેટાંનો દેશ. મનુષ્યો અને પશુપક્ષીઓ એ તમામમાં સૌથી વધુ વસતિ જો કોઈની ત્યાં હોય તો તે ઘેટાંઓની છે: સમગ્ર દુનિયાના પાંચમા ભાગનાં ઘેટાં ફક્ત ઑસ્ટ્રેલિયામાં છે. ત્યાં માણસની વસતિ બે કરોડ કરતાં ઓછી છે, પરંતુ ઘેટાંની વસતિ પંદર કરોડની છે. દુનિયામાં શ્રેષ્ઠ ગણાતા 'મેરિનો' પ્રકારના ઊનનું અડધું ઉત્પાદન એકલા ઑસ્ટ્રેલિયામાં થાય છે. આ ઉત્પાદનમાંથી પોતાના વપરાશ માટે દસેક ટકા ઊન રાખી બાકીના નેવું ટકા ઊનની ઑસ્ટ્રેલિયા નિકાસ કરે છે. દુનિયાના ઘણા દેશો ઑસ્ટ્રેલિયાનું કીમતી ઊન ખરીદે છે. ઊન ઉપરાંત ઘેટાંના માંસની નિકાસ પણ તે કરે છે. આમ ત્યાંના અર્થતંત્રમાં ઘેટું કેન્દ્રસ્થાને છે. ઘેટાં ન હોય તો એનું અર્થતંત્ર ખોરવાઈ જાય. ઑસ્ટ્રેલિયામાં કિનારાના પ્રદેશોમાં સરેરાશ સારો વરસાદ પડતો હોવાથી ઘેટાંના ચરાણ માટે ઘાસની સારી છત રહે છે. એ ઘાસની સારી ગુણવત્તા અને ઘેટાંના ઉછેર માટે સારી આબોહવા હોવાથી શ્રેષ્ઠતમ પ્રકારનું ઊન ઘેટાંઓ આપે છે.

ઘેટાંના વ્યવસાયનો વિકાસ ઑસ્ટ્રેલિયામાં કેવી રીતે થયો એનો ઇતિહાસ રસિક છે. સત્તરમા અને અઢારમા સૈકામાં વહાણવટીઓ યુરોપથી નીકળી આઠદસ મહિને જાવા, ઑસ્ટ્રેલિયા સુધી પહોંચતા ત્યારે તેઓ પોતાના આહાર માટે સાથે ઘેટાં પણ લેતા આવતા. આર્થર ફિલિપ જ્યારે ઈ.સ. ૧૭૮૮માં ઑસ્ટ્રેલિયા પહોંચ્યો ત્યારે એણે બાકીનાં ઘેટાંને મારી નાખવાને બદલે ઉછેર્યાં. સારી આબોહવા અને સારું ઘાસ મળતાં એ હૃષ્ટપુષ્ટ ઘેટાંઓએ જે ઊન આપ્યું તે ઉત્તમ કોટિનું હતું. આ જોઈને ન્યૂ સાઉથ વેલ્સના એક લશ્કરી અફસર

લેફ્ટનન્ટ મેકઆર્થરે બ્રિટિશ સરકાર આગળ યોજના રજૂ કરી કે જો ઈંગ્લેન્ડ પોતાને સારામાં સારાં થોડાં ઘેટાં મોકલી આપે અને ચરાણ માટે મફત જમીન આપે તો પોતે ઘેટાંના ઉછેરનો વ્યવસાય કરવા ઈચ્છે છે. એની યોજના મંજૂર થઈ અને ઈ.સ. ૧૭૯૭માં ચૌદ ઉત્તમ પ્રકારનાં મેરિનો ઘેટાં ઑસ્ટ્રેલિયા આવી પહોંચ્યાં. મેકઆર્થરે એના પોષણ-સંવર્ધનની જવાબદારી ઉપાડી લીધી. પહેલે વર્ષે ઘેટાદીઠ એક કિલો ઊન ઊતર્યું. પછીથી તો ઉત્તરોત્તર એ વધતું ગયું. ઊનનો વ્યવસાય ધમધોકાર ચાલવા લાગ્યો. પ્રયોગો થવા લાગ્યા. એક સૈકા પછી તો ઑસ્ટ્રેલિયાનાં ઘેટાં પંદર કિલો સુધી ઊન આપવા લાગ્યાં. ઘેટાંઓની સંખ્યા પણ ઉત્તરોત્તર વધતી ગઈ. બે સૈકાને અંતે તો ચૌદ ઘેટાંમાંથી પંદર કરોડ ઘેટાં થઈ ગયાં. ઘેટાંઓએ ઑસ્ટ્રેલિયાને ન્યાલ કરી દીધું.

## ઓપલ

ઓપલ એ ઑસ્ટ્રેલિયાનું કીમતી રત્ન છે. ત્યાંની ઝવેરાતની દરેક દુકાનમાં જાત જાતનાં ઓપલ મળે અને ઓપલ મઢેલા દાગીના મળે. ઓપલ એટલે કીમતી રેતાળ પથ્થર. ઑસ્ટ્રેલિયામાં જમીનમાં બસો ત્રણસો ફૂટ ઊંડે ખોદીને ખડકાળ પથ્થરો કાઢવામાં આવે છે. ઓપલની આવી ખાણો ઑસ્ટ્રેલિયામાં ઘણી છે. ઑસ્ટ્રેલિયામાંથી જેટલાં ઓપલ મળે છે તેટલાં બીજા કોઈ દેશમાંથી મળતાં નથી. ખાણમાંથી નીકળેલા આ પથ્થરોને ઘસીને, વર્તુળાકાર કે અર્ધવર્તુળાકાર ઘાટ આપીને ચમકતા કરવામાં આવે તો એમાંથી વિવિધ રંગો ચમકારા મારે છે. ઓપલ હીરા જેટલું કીમતી રત્ન નથી, કારણ કે ઊંચેથી પડતાં તે બટકી જવાનો સંભવ રહે છે. ઓપલ પર હીરાની જેમ પહેલ પાડી શકાતા નથી. એટલું જ નહીં, તીક્ષ્ણ વસ્તુ સાથે જો તે ઘસાય તો એ બગડી

જવાનો સંભવ રહે છે. આમ, છતાં તણખા જેવા વિવિધ રંગો એમાંથી નીકળતા હોવાને લીધે એનું આકર્ષણ ઘણું રહે છે.

આમ, ભૌગોલિક, પ્રાકૃતિક, સાંસ્કૃતિક, આર્થિક ઇત્યાદિ દૃષ્ટિએ ઑસ્ટ્રેલિયાની ઘણી આગવી લાક્ષણિકતાઓ છે. દુનિયાના અગ્રગણ્ય દસપંદર દેશોમાં એની ગણના થાય છે. પ્રવાસ કરવાની તક મળે તો ગમી જાય એવો દેશ છે, એવી ત્યાંની પ્રજા છે.

---

# વર્ષ ૪૧ : ૧૯૯૯

| | | |
|---|---|---|
| ૯૬૧ | ગોદરેજનાં સો વર્ષ | દુષ્યન્ત પંડ્યા |
| ૯૬૨ | આયર્લેન્ડનું સમાધાન | બટુક દેસાઈ |
| ૯૬૩ | માર્ક ટ્વેનની કથાસૃષ્ટિ | બી. એસ. નિમાવત |
| ૯૬૪ | ક્ષયરોગ | ડો. કિરણ શીંગ્લોત |
| ૯૬૫ | આપણું રાષ્ટ્રીય પ્રાણી વાઘ | કનૈયાલાલ રામાનુજ |
| ૯૬૬ | પાકિસ્તાન | રાજેન્દ્ર દવે |
| ૯૬૭ | સચિન તેંડુલકર | પ્રદીપ તન્ના |
| ૯૬૮ | અભિનય કલા | ચન્દ્રકાન્ત ઠક્કર |
| ૯૬૯ | આપણો મોટર ઉદ્યોગ | સુધાકર શાહ |
| ૯૭૦ | યશવંત દોશી | ચન્દ્રકાન્ત શાહ |
| ૯૭૧ | સી.ટી.બી.ટી. | અમિત ધોળકિયા |
| ૯૭૨ | ડિપૉઝિટરિ એટલે શું ? | જયેશ ચિતલિયા |
| ૯૭૩ | પ્લેનેટેરિયમની કથા | જે. જે. રાવળ |
| ૯૭૪ | ગુજરાતી સાહિત્યિક સામયિકો | કિશોર વ્યાસ |
| ૯૭૫ | બંધારણની ઘડતરકથા | નગીનદાસ સંઘવી |
| ૯૭૬ | સાને ગુરુજી | હિમ્મત ઝવેરી |
| ૯૭૭ | અર્થશાસ્ત્રી દાંતવાલાનું પ્રદાન | દેવરાજ ચૌહાણ |
| ૯૭૮ | પ્રાઈડ એન્ડ પ્રેજ્યુડિસ | ઈલા આરબ મહેતા |
| ૯૭૯ | વાઈનો રોગ | ડો. પ્રવીણા શાહ |
| ૯૮૦ | ભવભૂતિ | યોગેશ પટેલ |
| ૯૮૧ | પ્રદૂષણની સમસ્યા | નગીન મોદી |
| ૯૮૨ | નવજાત શિશુની સંભાળ | ડો. પ્રજ્ઞા પૈ |
| ૯૮૩ | ઈન્ફર્મેશન ટેક્નોલૉજી | જીતેન્દ્ર સંઘવી |
| ૯૮૪ | અર્થશાસ્ત્રના ઘડવૈયાઓ | સુકુમાર ત્રિવેદી |

---

છૂટક નકલ : રૂ. ૬

વાર્ષિક લવાજમ : રૂ. ૧૨૦ : આજીવન લવાજમ રૂ. ૧,૫૦૦

**પરિચય ટ્રસ્ટ**

મહાત્મા ગાંધી મેમોરિયલ બિલ્ડિંગ, નેતાજી સુભાષ રોડ,

મુંબઈ–૪૦૦ ૦૦૨   ફોન : ૨૮૧૪૦૫૯

# રમણલાલ ચી. શાહ



રમણલાલ ચીમનલાલ શાહનો જન્મ પાદરા-(જિ. વડોદરા)માં ૧૯૨૬ના ડિસેમ્બરની ત્રીજીએ થયો હતો. પાદરા અને મુંબઈમાં શાળાનો અભ્યાસ કર્યા પછી તેમણે મુંબઈની સેંટ ઝેવિયર્સ કૉલેજમાંથી ૧૯૪૮માં બી.એ.ની તથા ૧૯૫૦માં એમ.એ.ની ડિગ્રી મેળવી હતી. એમ.એ.માં તેમણે બ.ક.ઠાકોર સુવર્ણચંદ્રક, કેશવલાલ ધ્રુવ પારિતોષિક તથા સેંટ ઝેવિયર્સ રૌપ્યચન્દ્રક મેળવ્યાં હતાં. 'નળ અને દમયંતીની કથાનો વિકાસ' એ વિષય ઉપર મહાનિબંધ લખીને તેમણે ૧૯૬૧માં પીએચ.ડી.ની ઉપાધિ મેળવી હતી. તે પછી તેમના માર્ગદર્શન હેઠળ પંદરેક વિદ્યાર્થીઓએ પીએચ.ડી.ની ઉપાધિ પ્રાપ્ત કરી છે. તેમણે ૧૯૫૧થી ૧૯૭૦ સુધી મુંબઈની સેંટ ઝેવિયર્સ કૉલેજમાં અધ્યાપક તરીકે અને ૧૯૭૦થી ૧૯૮૬ સુધી મુંબઈ યુનિવર્સિટીના ગુજરાતી વિભાગના અધ્યક્ષ તરીકે કાર્ય કર્યું હતું.

શ્રી શાહે લશ્કરી તાલીમ લઈને કૉલેજમાં એન.સી.સી.ના ઑફિસર તરીકે વીસ વર્ષ કામ કર્યું હતું અને મેજરનો હોદ્દો મેળવ્યો હતો. આ ઉપરાંત તેઓ જુદી જુદી સાહિત્યિક, સાંસ્કારિક, શૈક્ષણિક અને ધાર્મિક સંસ્થાઓમાં હોદ્દેદાર અથવા સમિતિના સભ્ય તરીકે સેવા આપતા રહ્યા છે. તેમણે જૈન ધર્મ વિશે વ્યાખ્યાનો આપવા યુરોપ, અમેરિકા, કૅનેડા, આફ્રિકાનો ઘણી વાર પ્રવાસ કર્યો છે. ૧૯૭૭માં સિડનીમાં અને ૧૯૭૯માં રીઓ દિ જાનેરોમાં યોજાયેલ પી.ઈ.એન.ની આંતરરાષ્ટ્રીય કૉંગ્રેસમાં તથા ૧૯૮૭માં ટોરાન્ટોમાં આંતરરાષ્ટ્રીય વેજિટેરિયન કૉંગ્રેસમાં ભારતના પ્રતિનિધિ તરીકે ભાગ લીધો હતો. ૧૯૭૨થી તેઓ શ્રી મુંબઈ જૈન યુવક સંઘ તરફથી યોજાતી પર્યુષણ વ્યાખ્યાનમાળાનું પ્રમુખસ્થાન ધરાવે છે. 'પ્રબુદ્ધ જીવન'ના તેઓ તંત્રી છે. જૈન સાહિત્યની સેવા માટે ૧૯૮૪માં તેમને યશોવિજયજી સુવર્ણચન્દ્રક અપાયો છે.

શ્રી શાહે એંશીથી વધુ પુસ્તકોનું લેખન તથા સંપાદન-સંશોધન કર્યું છે, જેમાં 'પાસપોર્ટની પાંખે', 'પ્રદેશે જયવિજયના', 'ઉત્તર ધ્રુવની શોધસફર', 'જંબૂસ્વામી રાસ', 'ધન્નાશાલિભદ્ર ચોપાઈ', 'પડિલેહા', "Buddhism-An Introduction' વગેરેનો સમાવેશ થાય છે. તેમણે 'જૈન ધર્મ', 'બૌદ્ધ ધર્મ', 'હેમચંદ્રાચાર્ય' વગેરે કેટલીક પરિચય પુસ્તિકાઓ લખી છે.

૧૯૫૩માં તેમણે પ્રા. તારાબહેન શાહ સાથે લગ્ન કર્યું છે. તેમને બે સંતાનો છે : શૈલજા અને અમિતાભ.

**સરનામું :** 'રેખા' બિલ્ડિંગ નં.૧, ફ્લૅટ નં. ૨૧-૨૨, ચોથે માળે, ૪૬, રિજ રોડ, મલબાર હિલ, મુંબઈ-૪૦૦ ૦૦૬